હે ! અધિકારિજનો ! ભારતવર્ષના પવિત્ર સન્તાનો !

સજ્જન સ્ત્રી પુરુષ મનુષ્ય માત્રને એકવાર
વાંચવા ખાસ ભલામણ છે.

નવા જમાનામાં ઝળકતી છેલ્લી શોધ.

# ભસ્મનો ભણકાર
અને
# રુદ્રાક્ષનો રણકાર




કર્ત્તા અને પ્રકાશક.

શ્રી સદ્‌ગુરૂદેવ બ્રહ્મર્ષિ.

શ્રી હરેરામ શર્મા.

સારંગપુર-તળીયાની પોળ-અમદાવાદ.



સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ
છાપી ખાડીઆ—અમદાવાદ.

માત્ર એક આનો.

શ્રી સનાતન વૈદિક વર્ણાશ્રમ ધર્મોદ્ધારક મંડલ તરફથી

# પ્રસિદ્ધ પત્રિકા.

આર્યાવર્તમાં રહેનાર વેદવિહિત કર્મ ધર્મથી ભ્રષ્ટ થયેલા એવા દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્યો, કૂર્મીક્ષત્રિયો, ગરાશીયા, લવાણા, વાણીઆ વગેરે અનેક અધિકારી મનુષ્યોના વેદોક્ત સંસ્કાર ઘણા દીર્ઘકાલથી પરકીય રાજ્ય ભયના દબાણ રૂપ આપત્તિથી નષ્ટ થયેલા છે અને તેજ કારણથી ચાલુ દુષ્કાળો તથા અનેક રોગોનાં સંકટો સહન કરવાં પડે છે. માટે પ્રત્યેક વર્ગના મનુષ્યના વેદોક્ત ધર્મ અને નિત્યકર્મ તથા નષ્ટ થયેલા સંસ્કારો અમારા તરફથી કરાવવામાં આવશે અને તેમાં હાલના પંડિતો તરફથી અધિકાર નથી તેવું ખોટું કહેવામાં આવે છે તેનો સશાસ્ત્ર નિર્ણય અમારા તરફથી કરવામાં આવશે.

જેને ઈશ્વર તથા વેદપર સંપૂર્ણ પ્રેમ હોય તેવા અધિકારી જને વેદમંત્ર સંસ્કારથી જનોઈ પહેરી પરમાત્માને પામવા, સાધન પરાયણ થઈ માનવ દેહ સફલ કરવો હોય તેણે સપ્રેમ, સત્વર જરૂર અમોને આમંત્રણ કરવું.

ઠે. સદ્ગુરૂદેવ બ્રહ્મર્ષિ,

શ્રી હરેરામ શર્મા

તળીઆની પોળ—અમદાવાદ.

# ભસ્મ માહાત્મ્ય.

## અથર્વવેદના બૃહજ્જાબાલ—અને ભસ્મજાબાલ તથા કૃષ્ણયજુર્વેદના કાલાગ્નિ રૂદ્ર.

ઉપનિષદ્ બ્રાહ્મણમાં આ પ્રમાણે ઉપદેશ કરેલ છે.

આ વિશ્વસૃષ્ટા સંરક્ષક અને સંહારક મહેશ્વર કાલાગ્નિ રુદ્ર પાસે જાબાલો ભુસુણ્ડઃસપ્રેમ શર્ણેજઇ ફૂલ પુષ્પ સમર્પણ સહ પ્રણામ કરી નિચે મસ્તકે બે હાથ જોડી પ્રાર્થના કરે છે. હે પ્રભો ! પરંશ્રેયસ્કારક વેદના રહસ્યરુપ ભસ્મ ત્રિપુંડ્ર વિધિ કહો. સકૃપા પરંમેશ્વર આ પ્રમાણે આદેશ આપે છે. તે સમયે વિભુતિ ત્રિપુંડ્ર માહાત્મ્ય શ્રવણ કરનાર પરમહંસ મુકત સ્થિત અનુભવનાર ઋષિયો—અસંવર્ત આરૂણી, શ્વેતકેતુ, દુર્વાસ, ઋભુ, નિદાઘ, જડભરત, દત્તાત્રય, રૈવર્તક, ભુસુંડ, સનત્કુમારાદિ છે ! વળી જનક વૈદેહી યાજ્ઞવલ્કય ઋષિને પુછે છે, તે અનંતઘણું ભસ્મનું ફલ ચારે વર્ણ ને આશ્રમને ધારણ કરવા કહે છે. વળી પ્રજા પતિ લોકમાં પૈપલાદ ઋષિ સહજનક વૈદેહી ભગવાન પ્રજાપતિને પુછે છે તે પરમેશ્વરના સરખોજ ભસ્મત્રિપુંડ્ર મહિમા કહે છે. વળી પૈપલાદ ઋષિ વૈકુંઠલોકમાં વિષ્ણુ ભગવાનને પુછે

છે. વિષ્ણુ મહેશ્વર મહિમા જેટલો વિભુતિ ત્રિપુંડ્ર મહિમા વર્ણવે છે.

પૈપલ્લાદ ઋષિ પરમાત્મા કાલાગ્નિ રુદ્રને પુછે છે તે પણ અનંત મહિમા કહે છે.

**ભસ્મનાં પાંચ નામ**—વિભુતિ, ભસીતં, ભસ્મ, ક્ષારં, રક્ષા, સર્વ પ્રકારના દૈવીઐશ્વર્યને વૃદ્ધિ કરનાર હોવાથી વિભુતિ કહે છે. સર્વ પાપ સમુહને ભક્ષણ કરનાર હોવાથી ભસ્મ કહે છે, પ્રકાસ ને આપે છે, માટે ભસિત કહે છે, વ્યાધી અને આપતિયોનું ક્ષાલન કરે છે માટે ક્ષારં, કહે છે; ભૂત, પ્રેત પિશાચ, બ્રહ્મરાક્ષસ, અપસ્મારાદિ રોગ, અને ભવના ભયથી રક્ષણ કરનાર હોવાથી રક્ષા કહે છે. પવિત્ર ગાયના ગોમયને અગ્નિ વા સૂર્યના તાપથી સુકવી બ્રાહ્મણે શુદ્ધ શ્વેત વસ્ત્ર, યજ્ઞોપવિત, ચંદન, પુષ્પમાલા સર્વશ્વેત ધારણ કરિ અગ્નિનું પૂજન કરી વેદના સપ્રણવ વ્યાહૃતી બ્રહ્મ, રુદ્ર, અગ્નિના મંત્રો સહિત હુત દ્રવ્ય સાથે હોમેલા પ્રદિપ્ત અગ્નીનુંજ પરં દૈવત તત્ત્વ તેજ ભસ્મ છે. અને રસ વનસ્પતિ તે સોમનું અમૃત દ્રવ્ય છે. તેથી અગ્નિનિ ઉત્પતિ ને વૃદ્ધિ થાય છે. તેથી તે ભસ્મ અગ્નિ ષોમાત્મક કહેવાય છે.

**અગ્નિ ષોમાત્મક ભસ્મસ્નાન વિધિઃ**—બ્રાહ્મણે પ્રણવ, વ્યાહૃતિ, ગાયત્રિ, સદ્યોજાતાદિપંચ મંત્ર અને શત રુદ્રીયનો

પાઠ કરતાં કરતાં મુખમસ્તક શિખનખ સુધી ભસ્મો ધ્ધુલનકરિ પવિત્ર સંસ્કારી શુદ્ધ શંખજળ મિશ્રિત કરિ સર્વાંગ ભસ્મ લેપ સ્નાન કરવું ક્ષત્રિને મુખ શિવાય કરવું વૈશ્યને યથાયોગ્ય, ત્રિકાલ સંધ્યા સમયે, રાત્રે, ભસ્મ સ્નાન કરવું.

દેવ, અગ્નિ, ગુરુ વૃદ્ધ, પાસે અશુદ્ધ સ્થલે, માર્ગમાં તથા અન્ત્યજના દેખતાં નહિ પણ વ્રતિ મનુષ્યે ભસ્મસ્નાન એકાંતે કરવું.

અથવા દેહના બત્રીસ, વા સોળ, આઠ, પાંચ યથા યોગ્ય સ્થાને શક્તિ પ્રમાણે ભસ્મ કરવી, **સ્થાન**÷ લલાટ, બે કાન, બે નેત્ર, નાક, મુખ, ગળે, બે ખભા, બે બાહુ, બે મણિબંધ, બે બાજુબંધ, હૃદય, બે કુખો, નાભી, પુષ્ટ, બોચી બે ગુહ્યાંગ, બે સાથળો, પુઠના બે તકીયા, બે જંઘા, જાંનુ, બે પગ એ બત્રીસ સ્થાનમાં તિર્યંક ત્રિપુંડ્ર કરવાં યથા સમય ને શક્તિ પ્રમાણે કરવું. સર્વાંગ ઉધ્ધુલન ભસ્મસ્નાન ન બને તો ત્રિપુંડ્ર કરવાં જે સ્થાનમાં ભસ્મ તિર્યંક ત્રિપુંડ્ર કરવામાં આવે છે તે તે સ્થાનનાં કૃત્ય પાપ નાશ પામેછે.

બ્રહ્મચારિયે પોતાના સમિધાગ્નિમાંથી ભસ્મ કરવી.

ગૃહસ્થે પોતાના અગ્નિહોત્રની ભસ્મ કરવી.

વનસ્થે પણ તેમજ, યતિયે બિરજાનલની કરવી શ્રેષ્ટ છે. વા ઉપાસનાગ્નિમાંથી, વા પવીત્ર વૈદીક હોમાગ્નિમાંથી યથા સંભવ ભસ્મ લેવી, ક્ષત્રિ વૈશ્યે પણ તેમજ કરવું. ન મળે

ત્યાં બ્રાહ્મણોની પાસેથી લેઇ કરવી, શૂદ્રે બ્રાહ્મણના પાકશાળાના અગ્નિની ભસ્મ લેવી શ્રેષ્ટ છે તે ના મળે તો સદ્ગુરુ દેવે બતાવેલા ઉપાસના અગ્નિની લેવી, દરેક વર્ણની સ્ત્રીયોએ પોતપોતાન વર્ણના પુરુષ પેઠે સમજી લેવું, વર્ણસંકર અનેક જાતના લોકોયે શૂદ્ર પેઠે સમજી લેવું. અસ્પર્શ જાતિના લોકોયે સ્મશાનમાંની, અથવા દાવાગ્નિની ભસ્મ કરવી.

ત્રિપુંડ્ર ÷ શુદ્ધ સંસ્કારવાળી જળમાં ગાળી અગ્નિમાં તપાવી શુદ્ધ કરેલી, જેમાં કપુર જેવાં દિવ્ય સુગંધ પદાર્થો નાંખેલી ચંદન મિશ્રિત શંખજળ યુક્ત ભસ્મની ત્રણ રેખા લોમ વિલોમ તર્જની મધ્યમા અનામિકા બે હાથની આંગળીયો વડે સૂર્યને દેખાડી સર્વાંગ ત્રિપુંડ્ર કરવું. રુદ્રાગ્નિનું પરં દૈવત વીર્યત્તત્વ તેજ, ભસ્મ છે તે સર્વ કાલમાં સદા ધારણ કરિ વીર્યવાન તેજસ્વી થશો. તેવી સર્વ દેવો અને વેદ રહસ્ય જ્ઞાતા, ઋષિયોની આજ્ઞા છે. શ્રી મહેશ્વરે સનત્કુમારને રેખાના દેવને ત્રિપુંડ્ર નામાપ સર્વ આ પ્રમાણે કહ્યું છે. લલાટથી ચક્ષુ સુધી; મસ્તકથી ભ્રકૂટિ સુધીના મધ્યમાં કરવું. ક્રમપૂર્વક ત્રણરેખાના દેવો મહેશ્વર, સદાશિવ, મહાદેવ ક્રિયાશક્તિ ઇચ્છાશક્તિ, જ્ઞાનશક્તી, અકાર, ઉકારમકાર; ભુલોક, ભુર્વલોક, સ્વર્લોક, પ્રાતઃકાલ, મધ્યાન્હકાલ સાયંકાલ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય, આહવનીય, એ સર્વે અનુક્રમે ત્રણે રેખાના દેવતા છે. ત્રિપુંડ્ર ધારણ કરવાથી તે સર્વ તૃપ્તિ પામી પ્રસન્ન થાય છે. સર્વે વર્ણાશ્ર-

મના મનુષ્યોને ભસ્મનું તિર્યક ત્રિપુંડ્ર ધારણ કરવાથી સર્વ-પાપ થકી પવિત્ર થાય છે. સદ્ગતિ પ્રાપ્ત કરવાના સંસ્કારી બને છે. ને ભસ્મનું ત્રિપુંડ ધારણ કર્યા વિના કોઇપણ નિત્ય નૈમિત્તિકાદિ સર્વ સત્કર્મ માત્ર કરવાનો અધિકાર થતો નથી, દેવ ઋષિ પિતૃ વગેરે કર્મ થતાં નથી. આફર-જીયાત સર્વવર્ણને આશ્રમનો નિયમ છે. પ્રમાદથી ન પાળે તો પ્રાયશ્ચિત લાગે છે.

**ભસ્મના ચમત્કાર**—શુદ્ધ પવીત્ર શ્વેત સુગંધીદાર ભસ્મ વેદ પાઠી સ્વધર્મ શીલ તપસ્વિ બ્રાહ્મણ મંત્રથી જો કોઇને સપ્રેમ કૃપા કરી આપે છે, ને જો ભક્ષણ કરે સર્વત્ર ધારણ કરે તો અનેક રોગો આધી વ્યાધી ઉપાધિ ને ઉપ-દ્રવો દૂર થાય છે. તે આ પ્રમાણે છે.

ભસ્મ ભક્ષણ તે પુરૂષે મંત્રીને કૃપા કરી આપેલી શ્રદ્ધાથી ભક્ષણ કરનાર સ્ત્રીને ગર્ભ ધારણ થાય છે. પેટના અનેક રોગ મટે છે, ગુપ્ત અંગના વ્યાધિ સર્વ મટે છે. પીડા પામતી હોય પ્રસુતા તો ભક્ષણ કરવાથી શિઘ્ર પ્રસુ-તા થાય છે. બાળકના સર્વ રોગ મટે છે. વિષ દૂર થઇ શકે છે. મસ્તક, લલાટ, ભ્રકૃટિ, કાન, નેત્ર, મુખ, હ્રુદય, ઉદર, ને સર્વાંગના સર્વ વ્યાધિયો દૂર થાય છે. સર્વ પ્રકારના તાવ મટે છે. દ્રષ્ટિ દોષો, ભૂત પ્રેત પિશાચાદી સર્વ ભય દુર થાય છે.

મગજના જ્ઞાનતંતુ વૃદ્ધિ પામે છે. પ્રજ્ઞા પૂર્ણ થાય છે.

ઓજસની વૃદ્ધિ આત્માની સર્વ પ્રકારે ઉન્નતિ દૈવી સંપત્તી ના સર્વ સદ્દગુણો શાંતી પ્રાપ્ત થાય છે. માંખ મચ્છરાદિ જંતુના દંશ કમી અસર કરે છે. ઠંડી ઓછી લાગે છે. બાજરી જેવાં અન્ન રક્ષામાં નાંખે-રખેળે તો જંતુ પડી શળતાં નથી, ક્ષાર માત્ર ભસ્મમાં નાંખવાથી ચોમાસાની ઋતુમાં જરા પણ ઓગળી જતા નથી. ક્ષય, દમ જેવા ભયંકર રોગો અનેક ધાતુઓની ભસ્મથીજ જીવન નવીન પોષે છે. સ્ત્રી પુરૂષોના બલ વિર્ય નષ્ટ થયેલાં ધાતુ વગેરેની ભસ્મ સેવન કરવાથી જગતમાં ઉપયોગી ને લાયક નૂરશૂરવાળાં નવીન બનાવે છે. જગતમાં અપૂર્વ અદ્દભૂત બલ આપનાર મહાન ચમત્કારિ ભસ્મ અતિ ઉપયોગી છે હું એક ઘણું લખુ છું પણ તમે સાચું જ કરોડ ઘણું માની વાંચશો ને સમજશો તોપણ ઓછું છે. પરં કૃપાલુ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ સદ્દગુરુથી સત્વર સમજી. તત્કાલ પોતાના આત્માનું શ્રેય સાધોજ્યોતિસ્વરૂપ ચૈતન્ય સત્તા સ્ફુર્તિ વડે જે પ્રકાશી રહ્યા છે ત પરબ્રહ્મ સૂર્ય અગ્નિ પ્રત્યક્ષ દેવ દ્વારા અંદરને બ.હેર સર્વ જગતનું જીવન પોષી રહ્યો છે. ને તે દ્વારા વેદમાં કહેલા કર્મોથી સાધનકરિ બ્રહ્મની પ્રાપ્તિ કહેલી છે. અખીલ વિશ્વ આ સૂર્ય અગ્નિ વરૂણ વાયુ, દેવોનું સરખી રીતે પોત પોતાના અધીકાર પ્રમાણે પરમાત્માનું યજન કરી રહ્યું છે. તે અગ્નિ વિનાક્ષણ પણ કોઇને ચાલતું નથી. સ્ત્રી પુરુષ બાલક યુવક વૃદ્ધ સર્વ તે અગ્નિના તત્વ

ભસ્મને દેહના અંદર બહાર સર્વ રીતે રાજાથી રંક ચાંડાલ પર્યંત ધારણ કરી રહ્યું છે સ્ત્રીઓ ચુલામાં અગ્ની પર રસોઈ કરે છે ફુંકે છે તેના સૌભાગ્યરૂપ લલાટ મુખ વેણી સર્વમાં ભસ્મ પરમેશ્વરના સ્વાભાવીક નીયમથી ભરાય છે. સર્વ જાતના ખેડુતો ખેતરમાં ધુણી ફુંકતાં ભસ્મ ખાઈ જાય છે દેહને મસ્તકમાં પડે છે. તેવી જ રીતે ગૃહસ્થો અગ્નિ સાથે જેને કાર્ય છે. તેવા જગતના સર્વ કારીગર પુરુષોને સ્ત્રીઓ ભસ્મ ધારણ કરે છે. અગ્નિથી થતી રસોઈમાં દાળ ભાત શાક રોટલા રોટલી અને અસંખ્ય જાતના બનાવાતા પદાર્થોમાં ભસ્મ ઓછા વત્તા પ્રમાણમાં કંદોઇની સામગ્રીમાં ધાંણી ચણામાં વગેરેમાં જરૂર પડે છે આખા જગતમાં અગ્નિ સાથ સંબંધ પ્રાણી માત્રને ખરો ને તે સર્વ કુદરતથી ભસ્મ દેહની અંદર ને ઉપર ધારણ કરે છે. પછી તે ગમે તે પંથ મતવાળા સંપ્રદાય ના હો કે સ્ત્રી પુરૂષ ગમે તે હો દેશી કે વિદેશી હો.

ચેતવણી—જળમાં ગાળી શુદ્ધ કાંકરા માટી રહીત પવીત્ર કરી અગ્નિમાં વિશુદ્ધ પકવી શ્વેત સુગંધીદાર ભવ્ય જળમિશ્રીત ભસ્મ કરવી. પણ કાળી કે ગમે ત્યાંથી લેઇ સંસ્કાર કર્યા વીના ન કરવી. કેટલાક મુર્ખ લોકો ધોળી ભૂમીથી નીકળતી માટીને યજ્ઞની ભસ્મ કહી લગાવે છે. ઉત્કંટ મહાદેવ ગુજરાત કપડવંજના તાબાના છે ત્યાંના ટેકરામાં, તેવાં જ ઘણાં સ્થાનથી, કોઇ ખડી કોઈ

ચાક તેવાં જંગલમાંથી એ પ્રમાણે સર્વત્ર માટીને ભસ્મ કહે છે ગોમય પીંડ કે કાષ્ટ અગ્નિમાં નાંખી બળી ગયા પછી બાકી રહે તે જ ભસ્મ સાચી છે. જુવો તે ભસ્મ ને માટી બેને પાણીમાં પલાળો બેની સુંગધી જુદી જુદી તમને તર્ત પરીક્ષા દેખાશે. વળી અગ્નિમાં યજ્ઞ કર્યો તે ભસ્મ હજારો લાખો વર્ષ સુધી હોય કે ચાલે તે વગર વીચારના મુર્ખ લોકોની દંતકથા સાંભળવી કેહેવી સાચુ માનવું મોટી ભારે ગંભીર ભુલ ગણાય છે. કેટલાક દંતકથા કહે છે સ્ત્રીઓથી ભસ્મ ના થાય કુંવારીકા કન્યા કે સૌભાગ્ય વંતીથી તો અડકાય જ નહી અને અધીકાર જ નહી ઇત્યાદી અસંખ્ય ગપ્પાં કપોલકલ્પિત નિર્મૂલ બકવારુપ છે.

આ ભસ્મ કરી આવે તેના શુકન ના લેવાય વગેરે જુઠા વહેમ છે.

ભસ્મ અખિલ બ્રહ્માંડના સ્ત્રી પુરૂષ પ્રાણી માત્રને મહા માંગલીક અત્યંત હિતકારી સર્વ ઐશ્વર્યદાતા અમૂલ્ય પુજ્યને માનનીય સર્વ પ્રકારે ગ્રાહ્ય પરંપવિત્ર દિવ્ય દ્રવ્ય છે.

આજકાલના જમાનામાં ઈંગ્લીસ ભાષાના અભ્યાસીઓ અર્ધ દગ્ધ અજ્ઞાનીઓ ભસ્મની અવગણના વાંદરની રીતી પ્રમાણે વિપરીત ઉદ્ધતાઇને ઉચ્છૃંખલપણાના અગાધ અવ-ગુણમાં ઘુંચવાઇ પડેલા ઉનમત્તવત્ત બકે છે. તેઓને ખબર

નથી કે જે ભાષા::કેવળ રોટલા રળી ખાવા પ્રપંચથી પોતાનું પોષણ કરવા કેવળ પરાધીન ગુલામગીરીના હેતુરુપ જ શીખાય છે. તેમાં તે દિવ્ય તત્વોનું જ્ઞાન કે ભાન શાનું જ હોય ને પછી પણ ક્ષણ પણ નિવૃત્તિ વિના કયાંથી જાણે. દેશના સત્યતત્વોથી અજ્ઞાત હોઇ વિદેશી વાતોમાં ચાવળા બની તેમના આચાર વિચાર ઉચ્ચાર ને સર્વ ખાન પાન પહેરવેશમાં પલકઇ જઇ ભ્રષ્ટને જડ હૃદયથી શુન્ય થયા છે. તેમને ખબર નથી કે યુરોપ અમેરીકા જર્મની જાપાન વગેરે દેશોમાં આપણા વેદ ધર્મના તત્વોનો અપાર "મહીમા તીવ્ર અજવાળાને આપી રહ્યા છે. ને તે પ્રજા ઘણા ગંભીર ગૌરવની દ્રષ્ટીથી જ્ઞાન ભાનને માનથી જોઇ રહી છે. છતાં મહા પ્રમાદી હરે! દેશ બંધુઓ! તમે શું ઉંઘો છો. જાગો સત્યને સ્વિકારો ભુલ સુધારો! વળી આધુનીક પંથ જે શઠ કોપનામના ભંગીએ ચલાવ્યો છે. જેનું નામ શ્રી વૈષ્ણવ વિશિષ્ઠદ્વૈત કહે છે તેના ગ્રંથમાં આ દિવ્ય ભસ્મ રુદ્રાક્ષ ને વિશ્વ નિયંતા રુદ્ર બ્રહ્મની અપાર નિંદા તેણે વૃદ્ધહારીતસ્મૃતિ વગેરેમાં કરી બનાવટી પોથાંનાં થોથાં જગતને ઠગવા રચ્યાં છે.

તેનું સ્વરુપ વધારે જાણવા વાંચો વિદ્યાપીઠ કાશીપુરીમાં પોણોસો વર્ષપર હજારો ધર્મધુરંધર વેદ. શા. સં. મહાન પંડિતોની સભાયે નિર્ણય કરેલો શાંસ્રાર્થ જેનું નામ "રામાનુંજમતવિમર્દન" ગ્રંથ મોંઘવારીના માત્ર બે

આના કે. અહીંજ છે. બીજા વામમાર્ગી વલ્લભાચાર્ય વૈષ્ણવો વેદની ભસ્મ રુદ્રાક્ષ રુદ્રબ્રહ્મ પરમેશ્વરની પાકી પ્રતારણા કરવા પાપી બન્યા છે. ત્રીજા સ્વામીનારાયણ સહજાનંદ જે વેરાગી પંથના સાધુએ આ મત ચલાવ્યો તે લોકો, તે શિવાયના હરેકને જોરશોરથી તીવ્રતર મેઘનાદ અને ગંભીર ઘોર સિંહ ગર્જનાના વિજય નાદથી સત્વર સર્વ જનસમાજને જાગૃત કરી ખબર કે ચેલેંજ આપવામાં આવે છે કે વેદ અને સ્વાનુભવ પ્રમાણ રુદ્રાગ્નિ બ્રહ્મનું પરંદૈવત્ય તેજ વીર્ય આ ભસ્મ સર્વ જગતને હિતકારી છે ને સર્વ ધારણ કરી રહ્યું છે. તે અમો સિદ્ધ કરીએ છે. તેથી ઉલટું જનસમાજને ફસાવનાર દંતકથાનાં ગપ્પાં કહેનારનું મુખ વેદ પ્રમાણથી જકડી બંધ કરી આ લેખથી અમો નિર્મૂલ કરીયે છીયે.

---

# રુદ્રાક્ષ મહાત્મ્યં—સામવેદના રુદ્રાક્ષ.

**જાબાલ ઉપનિષદ બ્રાહ્મણમાં અને અથર્વ વેદના બૃહજ્જા બાલ અને ભસ્મ જાબાલ ઉપનિષદ્ બ્રાહ્મણમાં આ પ્રમાણે ઉપદેશ કરેલ છે.**

આ વિચિત્ર ચિત્ર વિશ્વના ઉત્પાદક સંરક્ષક અને સંહારક એક જ પરમેશ્વર છે. જેનું સંહાર સમયનું સ્વરુપ ને નામ કાલાગ્નિ રુદ્ર કહે છે તેનાં દર્શન કરતા ઋષિયો સનત્કુમાર, ભુસંડ, નિદાઘ, જડભરત, દત્તાત્રેય, કાત્યાયન, ભરદ્વાજ, કપીલ, વસીષ્ઠ, પિપ્પલાયન, ઈત્યાદી સપ્રેમ સમીપ જઇ પ્રશ્ન કરે છે. હે પરમેશ્વર ! રુદ્રાક્ષની ઉત્પત્તિ ધારણ કરવાની વિધી તેના ભેદ સ્વરુપને મહાત્મ સર્વેને શ્રવણ કરવાની જીજ્ઞાસા છે. હવે પરમાત્મા કાલાગ્નિ રુદ્ર આ પ્રમાણે ઉપદેશ તેઓને આપે છેઃ—

દિવ્ય હજાર વર્ષ એટલે મનુષ્યની સંખ્યાનાં ૩૬૦૦૦૦) ત્રણ લાખ અને સાઠ હજાર વર્ષ અથવા ૧૨૯૬૦૦૦૦૦) બાર કરોડ અને છન્નુ લાખ દિવસ સુધિ નેત્ર બંધ કરી સ્વરૂપનું ધ્યાનરૂપ તપ કર્યા પછી નેત્ર ઉઘાડયાં તેમાંથી જલબિંદુ પડયા તે પૃથ્વીમાં સ્થુલપણાને પામ્યાં ને ભકતોના કલ્યાણ માટે તેમાંથી મહા રુદ્રાક્ષ

વૃક્ષ ઉત્પન્ન થયાં તેનાં ફલને રુદ્રાક્ષ દાણા કહે છે. રુદ્ર પરમાત્માના નેત્ર જળનો આ પ્રગટ વિકાસ હોવાથી રુદ્રાક્ષ કહે છે. જે ભક્તો રુદ્રાક્ષ ધારણ કરે છે તેનું અહો રાત્રીનું પાપ પ્રલય થાંય છે. તેના દર્શનનું ધારણનું ને તેની માલાથી કરેલા જપનું અનંત ઘણું પુણ્ય ફલ છે.

આમળા જેવડા માપના દાણા શ્રેષ્ઠ છે બોર જેવડા દાણા મધ્યમ છે અને ચણા જેવડા દાણા કનીષ્ઠ ગણાય છે. રુદ્ર બ્રહ્મની ઇચ્છાને આજ્ઞાથી ચાર વર્ણના જુદા જુદા રંગથી ધારણ કરાય છે. ધોળા રંગની બ્રાહ્મણે રાતા રંગની ક્ષત્રિયે પીળા રંગની વૈશ્યે અને કાળા રંગની શૂદ્રાએ તે પ્રમાણે પોતાના રંગ અને વર્ણ પ્રમાણે ધારણ કરવી. પછી અભાવે જે મળે તે લેવી.

**પરિક્ષા**–ચારો તરફ સરખી ચીકાસને ચળકાટવાળી, દઢ પક્કટ, મોટી, ચારો તરફ કાંટાવાળી, દેખાવમાં સુંદર કીડાથી સળેલી, ફાટી ગયેલી, ચારો તરફ કાંટા વિનાની છીદ્ર છીદ્ર પડેલી અને ગ્લાનીકારક અયોગ્ય છે સ્વાભાવિક પડેલું છિદ્રદ્વાર શ્રેષ્ઠ છે, પ્રયત્નથી કરેલું દ્વાર મધ્યમ છે. ચારો તરફ સુવર્ણ પેઠે ચળકતી ભવ્ય રેખાઓ એટલે મુખ હોય તે શ્રેષ્ઠ છે. મોટા દઢ પક્કટ સરખાને સુંદર દાણા રેશમના કે સોના રુપા તાંબાના દોરામાં પરોવી સ્વાભાવિક સર્વ શ્રેષ્ટ અંગોમાં સપ્રેમ ધારણ કરવી. શીખામાં

એક વા ત્રણ, મસ્તકમાં ત્રણસેં વા ચાલીસ, કંઠે છત્રીસ વા બત્રીસ બે હાથના બાજુઓમાં સોળ સોળ, બે હાથના મણીબંધે બાર બાર, અગુંઠે છો છો, ખભે પાંચશો, એકસો આઠ મણકાની માળાની જનોઇની સેરો એક બે ત્રણ પાંચ સાત ગળેથી ધારણ કરવી, મુકુટ, કુંડલ, કર્ણિકા, હાર, કેયૂર, કંકણ, સૂત્ર, કુક્ષીબંધ, ખાસ ખાતાં પીતાં સુતાં સદા સર્વદા અખંડ રુદ્રાક્ષ મનુષ્યે ધારણ કરવી. હજાર રુદ્રાક્ષ ધારણ કરવી શ્રેષ્ઠ છે પાંચશો મધ્યમ અને ત્રણશો કનીષ્ટ ગણાય છે. મૂળ મંત્રથી સર્વાંગે, ઇશાન મંત્રથી મસ્તકે, તત્પુરૂષ થી કંઠે, અઘોરથી હૃદયે, અને હાથે, સર્વ ધારણ કરવી. એક મુખ રુદ્રાક્ષના પરબ્રહ્મ દેવ ધારણ કરવાથી પ્રસન્ન થાય છે. બે મુખના અર્ધનારીશ્વર, ત્રિમુખના અગ્નિત્રય ચતુર્મુખના બ્રહ્મ, પાંચમુખના પરબ્રહ્મ, છોમુખના કાર્તીકેય, સાત મુખના સપ્તમાત્રાધિદેવ, આઠ મુખના અષ્ટમાત્રાધિદેવ, નવ મુખના નવશાકતીદેવ, દશ મુખના યમદેવ, અગીઆર મુખના રુદ્રદેવ, બાર મુખના વિષ્ણુ, તેર મુખના સૂર્ય, ચૌદ મુખના કામદેવ, પંદર મુખના રુદ્ર, સુધીના રૂદ્રાક્ષ મળે છે. ગોરીશંકર એટલે બે મણકા ઐકયરુપે જોડેલા હોય છે. તે ૧૫ મુખ સુધીના પણ હોય છે તેના ગૌરીશંકર દેવ છે ઉપર કહેલા મુખના દેવતાઓ તે મુખની રુદ્રાક્ષ ધારણ કરવાથી પ્રસન્ન થાય છે. ને શ્રી આયુ આરોગ્ય ઐશ્વર્ય જ્ઞાન ઈત્યાદી ઈચ્છિત સુખ આપે છે ગ્રહણ સંક્રાંતિ

પુર્ણિમા અમાવાસ્યા પર્વંણિમાં ધારણનું વિશેષ ફળ છે.

રુદ્રાક્ષ મૂળમાં બ્રહ્મા, નાળમાં વિષ્ણુ, ને મુખે રુદ્રદેવ છે. અને જેટલા બીંદુ એટલે કાંટા છે. તે સર્વ દેવો છે. કાંને કુંડલ પહેરવાનું અધિક ને અનંત પુણ્ય ફલ છે.

**રુદ્રાક્ષના ચમત્કાર:**—રુદ્રાક્ષ ધારણ કરવાથી આગંતુક રોગોવ્યાધિઓ પીડા કરી શકતા નથી. તેના જેમ મોટા દાણા હોય છે તેમ તેનો ગુણ વધારે છે. તેમાં તેજસ વિદ્યુત્ પાવર ઘણા પ્રમાણમાં રહેલો છે. તે પ્રેમથી શ્રદ્ધાથી ધારણ કરનારના પવિત્ર હૃદયને પરમાત્મામાં પ્રેમાનુંસંધાન કરી શકે છે. વળી ધાર્મિક દૈવી સાત્વીક પવિત્ર હૃદયની વૃત્તિયોને પ્રગટ કરી સંપૂર્ણ પ્રવૃદ્ધી કરે છે. રુદ્રાક્ષ ધારણ કરનારને ભૂત, પ્રેત, પીશાચ, બ્રહ્મરાક્ષસ, યક્ષ, ડાકણી, શાકણી, વીરવેતાળ, વગેરે અસંખ્ય મલીન પાપી જીવોના ઉપદ્રવો આવર્ણો ઘણી જલદીથી દૂર હઠી જાય છે. પવિત્ર શ્રદ્ધાથી સપ્રેમ હૃદયથી ઓરૂમ્ મહાદેવ હર ! તેવા દીર્ઘ લાંબા ઉચ્ચારની સાથે રુદ્રાક્ષનો ઉપયોગ કરવાથી ભયંકર રોગો નષ્ટ થાય છે. હિરણ્ય ગર્ભની માત્રાને ઠેકાણે તીવ્ર કામ કરે છે. મસ્તક, લલાટ, નેત્ર, કર્ણ, મુખ, હૃદય, પેટ ને ગુહ્ય અંગોના નાભીના, પેઢુના, સ્ત્રી પુરૂષોના, દર્દો પર સચોટ તીવ્રતર અસર કરે છે. બાળકના, સગર્ભાના તથા પ્રસુતિ સ્ત્રીયોના અનેક વ્યાધિયોપર શ્રેષ્ટ કામ કરે છે. કફ વાત પીત્તથી પીડાતા પ્રાણીઓને પૂર્ણ અસ-

રકારક છે. સાપ વિંછી વગેરે અસંખ્ય ઝેરી વિષ દૂર કરવામાં દિવ્ય અમર બૂટિ છે. ત્વચાના અનેક રોગોને ત્વરાથી દૂર કરે છે. અપૂર્વ અનુપમ અદ્ભૂત ચમત્કારીક પ્રાચીનતર ભારતવર્ષના પ્રત્યક્ષ દેવો ઋષિઓએ વેદમાં ઉપદેશ કરેલી અખિલ વિશ્વના પ્રાણી માત્રને આ બાળ વૃદ્ધ સ્ત્રી પુરૂષને અતી ઉપયોગી પરંસુખદાયિનિ સર્વ કષ્ટ હારિણિ રુદ્રાક્ષને ગ્રહણ કરો તેનું દીવ્ય સ્વરુપ ગુણને અનેક ઉપયોગી વિધિઓને સમઝવા જાણવા વેદતત્વ રહસ્યના જ્ઞાતા સ્વધર્મશીલ પરંકૃપાલુ બ્રાહ્મણ સદ્ગુરુનો શોધ કરી શર્ણે જઈ શ્રવણ કરો. જલદી જાગૃત થાવ. પોતાના આત્માને પરંશ્રેય પ્રાપ્ત થવા સપ્રેમ શીઘ્ર પ્રયત્ન કરો.

હરે જનસમાજ ! યુરોપ, અમેરીકાને જર્મની જેવા વિદેશી જનો આ વિશે ઉંડી હૃદયની શ્રદ્ધાથી ઘણી ઝીણી શોધથી ઉંડા ઉતરી સપ્રેમ સેવન કરવા અતિ આતુર ઉત્સાહિ થયા છે. મીસિસ એલિબિસંટબાઈ તો આખે શરીરે ધારણ કરી અનુભવો વર્તમાન પત્રોમાં પોકાર કરે છે. તો પણ તમામ હિંદ (આર્ય)વાસી સ્વદેશી બંધુઓ પ્રમાદી અને ઉદાસી કેમ રહ્યા છો.

**ચેતવણી**—કેટલાક લોકો એક મુખીરુદ્રાક્ષ, હીરણ્યગર્ભી શ્યામ પથ્થર ( ગંડકી ) નેપાલી ગંગાના શાલીગ્રામ નામથી કહે છે તે. અને જમણી સુંઢનો શંખ તે ત્રણ રાખવાથી રાજ સુખ ને લક્ષ્મી વગેરે મળે છે તેવા મિથ્યા

મોહમાં મુગ્ધ બની ફાંફાં મારે છે-તેમાં લોકોથી પોતે ઠગાય છે-લાકડાનો એક ગોળ મણકો ગોળ ઝીણા શસ્ત્રથી એક મુખનો કાપો, બાણુ, જલાધારી, ને જીણા કાકર બનાવી એક મુખી રુદ્રાક્ષ કહિ ૧૫-૨૦-૨૫. તેવા રુપીયા છેતરી લે છે. વળી ગૌરીશંકર નામે લાકડાનો વિચીત્ર જાળી વાળો ગોળ મણકો બનાવી તેના પણ તેવા રૂપિયા છેતરી લે છે. સાચી એક મુખી રુદ્રાક્ષ નેપાલમાંજ ને ઘણીજ થોડી થાય છે. તે બે મુખી મણુકા જેવી લાંબી હોય છે. ને તેની નીચે હંસના ડોક જેવું બે બાજુ સુંદર આસન કુદરતી હોય છે, ને તે પર એક મુખી રુદ્રાક્ષ હોય છે તેજ સાચી બાકી સર્વે નકલી છે. ગૌરી-શંકરતો બે મણુકા જુદા પણ એકઠા જેવી રીતે કેળાં શક-રટેટી વગેરે ઘણાં ફળ ભેગાં હોય છે તેવો ને પ્રમાણીક લક્ષણવાળો હોય છે. બાકીના નકલી શંખ શાલી ગ્રામના પણ રૂપીયા આપી લેવું તે ફોગટ છે. તેનું કંઈ શાસ્ત્ર પ્રમાણે આવશ્યક ફલ નથી. પંજાબના ભગવાં કપડાં પહેરી ઉદાસી શીખ, નાંનક, દાદુ, વગેરે પંથના લોકો સાધુ, પરમહંસ, સંન્યાસી તેવાં નામ આપી ગમે તે જાતના હો પણ તીર્થ જવું છે. મંદિર બાંધવું છે તેવું ધર્મ ને નામે ખોટી રીતે કહી ઉપર પ્રમાણે લાલચો આપી છેતરે છે. જંત્ર મંત્ર કરી સ્ત્રી, પુત્ર, ધન, મળશે તેવા વિશ્વાસ આપે છે. હાથ-માંથી કુંકુ, લોહી જેવું પાણી, સોપ્પા કાઢે છે; ગળામાંથી

ધોળા કાળા પથ્થરા માહાદેવ વિષ્ણુના નામે કાઢી ભક્તિનો ઢોંગ કરિ ધુર્ત લોકો બાધા આપે, હાથ જુવે, જોશ જોવે, ગમેતેમ રુપૈયા પડાવે છે તે કપટજાળથી જાગૃત થાવ.

સાચી રુદ્રાક્ષ આ લેખકના આશ્રમમાં પણ મળે છે. વળી નેપાલ, કાશી, હરદ્વાર, કલકત્તા મળે છે. કેટલાક ધૂર્ત પ્રપંચી પાપીયો, બોરડીના લંબગોળ, કે ગોળ બીયાંને ઘસીનાંખી આડું ઉભું ગમે તેમ છીદ્ર પાડી માળા બનાવી લાલરંગમાં રંગી તેલ લગાવી રુદ્રાક્ષ કહિ આપે છે. વળી તેનુ નવું નામ પાડી રામેશ્વરીયા રુદ્રાક્ષ કહિ છેતરે છે, બીજાં નેતરનાં ગોળ બીયાં હોય છે તેને લાલરંગી તેલ લગાવી લાલ દોરામાં પરોવી માલા બનાવી છળકપટ કરી તેનું નવું નામ 'ભદ્રાક્ષ' પાડી જગતને સત્ય ભુલાવી પોતાના ક્ષુલ્લક સ્વાર્થ માટે અવળે માર્ગે દોરે છે. ને લોકોને ઠગે છે. જીણી વાલ જેવડી મરી અને મોતી જેવડી રુદ્રાક્ષના ગાણા સોનાની કંઠીમાં ગુંથીને કે મઢીને પેહેરાય વધારે મોટા ના રખાય અને ખુંચે તે વાત વેદ વિરુદ્ધને ખોટી છે. ઝીણી ચણાથી નાની પેહેરવા વેદમાં નિષેધ કર્યો છે. તો તેવી નિષ્ફલ શા માટે પહેરવી. શોખ કરવો હોય તો સોનું રત્ન મણિ વગેરે અલંકારો છેજ. વળી તેઝીણા દાણા કાચા હોવાથી કોઇપણ કંટક કે મુખ રેખાઓ વિનાના ને ફાટી જાય છે. તેમ તેની કીંમત નિષ્ફલ અને નિરુપયોગી છતાં ઘણી જ લે છે. ૮-૧૦-૧૫-૨૦, ફાવે તેમ રૂપીયા લેઈ નાંખે

છે. માટે છેવટે ચણાના માપથી નાંની કોઇએ પણ મિથ્યા દેખાદેખી વગર સમજે મોહ પામી લેવી નહિ. તેવી ખાસ વેદ અને સત્પુરુષોની આજ્ઞા છે. ચણા જેવડા ૧૦૮ દાણાની માલા ૧ ના ૧ાા) રુપીયાથી વધારે દામ કોઇએ આપી ફસાવું નહિ ને તેવી માલા રાજાથી રંક સ્ત્રી પુરુષો સર્વદા-સર્વ પ્રકારે કાને કંઠે પેહેરી પણ શકે છે.

રુદ્રાક્ષની પણ ચાર જાત છે. જેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ને શુદ્ર છે તે પ્રમાણે, પોતાની જાતના રંગવાળી માળા પોતે સ્ત્રી પુરૂષોએ પેહેરવી, વર્ણસંકર બીજી અનેક જાતીના લોકોએ. શુદ્ર જાતના શ્યામ રંગવાળી માળા પેહેરવી. કેટલાક લોકો એમ કહે છે. સ્ત્રીયોથી રુદ્રાક્ષ પેહેરાયજ નહિ અડકાયજ નહિ તે વાત ખોટી ને આ વેદ પ્રમાણથી વિરુદ્ધ છે. કયે વખતે પેહેરવી, કે તે પવિત્ર કે અપવિત્ર છે. તેવો કંઇજ નિયમ નથિ, સ્રીયોને પુરુષો ગમે તેવાં મલિન મેલાં હોય, ગમે તે જાતના રંગવાળાં હોય ગમે તે સ્થલ કે ભુમીમાં હોય, શોકમાં, સુતકમાં, મૈથુન સમયમાં, રજસ્વલા હોય કે પ્રસુતા હોય ત્યારે, ગમે તે પ્રહરના કે લોહિવાના ગમે તે મલિન રોગમાં, મલ મૂત્ર ત્યાગ કરતિ વખતે, સુતાં ખાતાં પીતાં દરેક કાર્ય કરતાં અષ્ટોપ્રહર અખંડ સદા સર્વદા સર્વ સ્ત્રી પુરુષોને બાળક યુવક વૃદ્ધને યથા વર્ણના અધિકાર પ્રમાણે ધારણ કરવાને વેદની આજ્ઞા છે, કંઠને કાંને ધારણ કરવાનું સર્વને અનંત ઘાણું ફલ લખે

છે. ને તે સર્વ પેહેરી પણ શકે છે. આખા શરીરે, તો તપસ્વિ કે યોગી દ્વિજે વિશેષ કરિ ધારણ કરવાની છે. દેહ પડતિ વખતે કંઠમાંથી રુદ્રાક્ષમાળા કોઇએ કાઢી લેવી નહિ મહા પાપ લાગે છે, પણ રુદ્રાક્ષ માળાની સાથેજ અગ્નિ દાહ કે ભૂમિ, કે જળ દાહ કરવાનું અનંત ઘણું આત્માની સદ્‌ગતિ કારક પુણ્ય ફળ છે.

કેટલાક પાપી પેટભરા સ્વાર્થી લોકો પોતાની દંતકથાથી આ પ્રમાણે આક્ષેપકરિ જગતને જુઠું જાળમાં ફસાવે છે—પ્રથમ પકકા વામમાર્ગના ઉંડા અભ્યાસી અને વેદ વિહિત વર્ણાશ્રમ ધર્મ કર્મથી નષ્ટ ભ્રષ્ટ થયેલા પતીત વટલેલા વલ્લભાચાર્યના વૈષ્ણવ મતના આચાર્યો ને તેમના અનુયાયી લોકો તરફથી તેમજ અસ્પર્શ અંત્યજ જાતિ શૂર્પકર શઠ કોપના શિષ્ય શ્રી વૈષ્ણવ રામાનુંજ સંપ્રદાઈ આગેવાનો, ને તેમના અનુયાયી વગેરેથી કહેવામાં આવે છે કે રુદ્રાક્ષ તો દૈત્યનાં માંથાં છે. અને ભસ્મ રુદ્રાક્ષ ધારણ કરનાર કોઈ પણ દ્વિજ કે બ્રાહ્મણ, બ્રહ્મચારી, ગૃહિવની કે સંન્યાસી તો ચંડાલ છે. તેને સ્પર્શ કરે તો સ્નાન કરવું પડે છે. ઇત્યાદિ અનેક કલ્પિત વાતો તે મતના તથા બીજા હરકોઈ સ્વાર્થી સાંકડા હૃદયથી મૂર્ખના કહેનાર મુખ પર આ લેખથી મહાન ગંભીર વજનદાર તાળું લગાવી વૃથા વાણીનો બકવા બંધ કરવામાં આવે છે. રુદ્રાક્ષના જઅહિતકારી સત્યને દિવ્ય દૈવી ગુણને ડુબાડનાર કે દબા-

વનાર કોઇપણ વેદ પ્રમાણ આપી બોલનાર હોય તેને અમો સિંહ ગર્જનાનો વિજયનાદ કરી જાહેર જનસમાજને જાગૃતિ પૂર્વક ખબર વા=ચેલેંજ, આપીયે છીયે કે જગતના કોઈ પણ જ્ઞાનવીર પુરુષને વેદ પ્રમાણથી અને સ્વાનુભવથી અમો રુદ્રાક્ષના દૈવી અપૂર્વ ગુણ બળને સિદ્ધ કરિ શકીશું.

ૐ હરહરહર મહાદેવ ! સં. ૧૯૭૬ પૌષી પુર્ણિમા.

"ઠગભક્તોના ઠાઠથી, રહી સર્વદા દૂર;
હૃદયે હૃદયેશ્વર જુવો, જે જગમાં ભરપૂર."



સપ્રેમ વિચારો અને પ્રિય મિત્રને વંચાવો !

સર્વને અતિ આવશ્યક સૂચના—

# શ્રી ऋष्य श्रम.

## ઠે. અમદાવાદ–નરોડા સ્ટેશન શમીપ.

સંસ્થાપક અને સંચાલકઃ–

## બ્રહ્મર્ષિ શ્રીહરેરામ શર્મા.

હે ! ભારતવર્ષ નિવાસી પ્રિય બન્ધુઓ અને બ્હેનો ! આ સંસ્થા દ્વિજ બાલક વર્ગના કલ્યાણાર્થે સ્થાપન થઇ છે. તેમાં સમય ઉપયોગી જલાશય, નિવાસ મંદિર, અગ્નિહોત્રશાળા, પાકશાળા, અતિથિશાળા, ધાર્મિક ગ્રંથો અને અન્નવસ્ત્ર પાત્રાદિક પદાર્થોનો ઉપયોગ અતિ જરૂરી છે. સપ્રેમ સર્વ પ્રકારે સેવા કરશો. ચાર આનાથી વધારે સેવા કરનારને આશ્રમના સેવકો પહોંચ આપશે. ભારત ભૂમિના જીવનરૂપ પ્રાચીન વેદવિદ્યાને ઉત્તેજન આપવું તે પ્રત્યેક ભારત પુત્રની પવીત્ર ફરજ છે. સર્વ દ્વિજો ( બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય ) ને પોતાના યજ્ઞોપવિત દીધેલા દ્વિજ કુમારને પવિત્ર વેદાધ્યયન માટે મોકલી આપવા સૂચના છે. અત્ર પ્રાચીન વેદપ્રમાણ અને સમયાનુસાર શાસ્ત્રમર્યાદા પ્રમાણે બ્રહ્મચર્ય પળાવી શિષ્યોને વેદવેદાંગ અને વિવિધ શાસ્ત્ર કળાકૌશલ્યની શિક્ષા આપી જીવનના ઉચ્ચ પ્રદેશ તરફ દોરવામાં આવે છે, તથા ધર્મપૂર્વક સર્વોત્તમ જીવન પોષાય છે. બાલકોની નિત્ય જીવન રીતિ ઉપર સર્વ પ્રકારનું શ્રેષ્ટ ધ્યાન અપાય છે. વિશેષ પ્રત્યક્ષ મળવાથી વા પત્રથી સંતોષ થશે.

હાલમાં લખો—સદ્‌ગુરૂ દેવ બ્રહ્મર્ષિ.

તળીઆની પોળ. ઘર નં. ૨૨૦૪—અમદાવાદ

# જનસમાજને જાહેર ખબર.

## નવા જમાનામાં છેલ્લી શોધ.

## —બ્રહ્મર્ષિકૃત ગ્રંથમાળા.—

જેનાપર દેશના ઘણા સુપ્રસિદ્ધ શ્રેષ્ઠ વિદ્વાને તરફથી પ્રમાણપત્ર અને સર્વોત્તમ અભિપ્રાય મળેલા છે.

| संस्कृत | न्योछावर | ગુજરાતી | ન્યોછા૦ |
|---|---|---|---|
| वेदान्त समुच्चय | रु. २ | જ્ઞાનચિંતામણી | રુ. |
| सदाचार समु० | ,, १ | વિશ્વવિજય ખડગ ભા. ૧-૨-૩ | ०। |
| चारे वेदनां- द्विजकर्म समु० | ,, १ | બ્રહ્મર્ષિ ગીતા | ०। |
| | | બ્રહ્મર્ષિ ઉપદેશ | ० |
| स्तोत्र समु० | ,, ०। | દ્વિજસ્ત્રી નિત્યકર્મ | ०)= |
| ब्रह्मर्षिगीता | रु. ०॥ | શુદ્ર અને શુદ્ર સ્ત્રી નિત્યકર્મ | ०)= |
| रामानुजमतविमर्दन | = | શ્રીહરિપદ્યમાલા | ०)= |